# વિવિધ જ્ઞાનનો સારાંશ.

## ભાગ ૧.

—o—


રચી પ્રગટ કરનાર.

મહાસુખરામ નરસિંહરામ મહેતાજી ભટ.

રહેવાશી.

કસ્બે કપડવણજ.


—


સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

અમદાવાદ—આર્યોદય પ્રેસ.


—*—

કીંમત ૦—૩—૦

# અર્પણ પત્રિકા.

## રાજ્યમાન રાજેશ્રી હરીલાલ દામોદર.

### સબાર્ડીનેટ જડજ સાહેબ.

ભાવનગર.

**મનહર છંદ.**

દયાળુ દામોદરના, સુત હરીલાલ શાણા.
ભલા ભાવ ધારી ભાવ-નગરે રહેલ છો;
સ્વદેશની સંતતી સુ ધારવાને સારૂ આપ,
તન મન ધનથી સ-દા શ્રમ કરેલ છો;
મેળવી છે જગો મોટી, મુનસફ કરી આપ,
નીતિ પ્રીતિ રીતિ રૂડી, ન્યાયમાં ઠરેલ છો.
સારા સારા પંથને અ-નુસરી આનંદી આપ,
સ્વરાજ્યની સેવા કરે, વિખ્યાત થએલ છો. ૧
મારૂં અને આપ સાહે-બનું છે વતન એક,
તેથી મારા મન માંહે, સ્નેહજ વધાવીઓ;
જેથી આ વિવિધ જ્ઞાન નો સારાંશ ભાગ પેલો,
અર્પણ કરીને આજ, પૂર્ણ પ્રેમ લાવીઓ;
પ્રેમ કેરા પત્ર થકી, આપના હુકમ વડે.
અરપણ કરવાને, સારો લાગ ફાવીઓ;
કરે નરસિંહ સુત, મહાસુખ પ્રેમ ધરી,
વતને વડીલ બીજો, નજરે ન આવીઓ.

# પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તકમાં જે જે વિષય દાખલ કરેલા છે. તેમાંના થોડાક વિષય અમદાવાદમાં ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા પહેલાં બનાવ્યા હતા, તે ઘણા ખરા મહેરબાન રાવસાહેબ મહિપતરામ રૂપરામના હાથ નીચે રહી બે વરસમાં જે જે સુજ્ઞાન સંપાદન કીધું તેનો અનુભવ મેળવવાને, તથા ટ્રેનિંગ કૉલેજના સ્કૉલર ભાઈના વિજોગથી દુઃખી થતા આત્માને દીલાસો દેવાને સારૂ સને ૧૮૮૮ પછી બનાવ્યા છે.

આ વિષય છપાવવાનો મારો હેતુ નહતો, પરંતુ કેટલાક ભાઈના કહેવાથી અમને માલમ પડ્યું કે આ વિષયો બાળકોને ગમતની સાથે બોધકારક થઈ પડશે. તેમ જાણ્યાથી હાલમાં સુધારી વધારીને છપાવ્યા છે.

આ પુસ્તક ધાર્યા કરતાં વધી જવાથી કેટલાક વિષય તેમાં દાખલ કર્યા નથી. તે પૂરતો આશ્રય મળેથી તેનો બીજો ભાગ થોડી મુદતમાં છપાવી બહાર પાડીશ. જ. (જાહેરખબર જૂઓ.)



# ઇશ્વર સ્તુતિ.

## શિખરણી છંદ.

અહો શંભૂ દેવા, ઉર થકિ વિસારૂં નહિ કદા,
કરૂં તારી સેવા, જઈર સુખ પામું અહિ સદા;
પ્રભૂ તારી માયા, લઘુમતિ થકી શી ગણિ કહું,
મહા પાપી હું છું, તદપિ તુ દયાથી વસિરહું. ૧
નહીં પાળું નીતિ, પરમ ઇશ ઓલું જુઠ બહુ,
ખરો અજ્ઞાની હું, અઘટિત કરતાં નવ ડરૂં;
સદા શાન્તાકારા, નિશ દિન નમું ના શિવ તને,
કરી ભકિત ના મેં, કદિ જગતમાં નિશ્ચલ મને. ૨
કરી ચોરી ચાડી, કપટ કરતાં હું નહિ ડર્યો,
પ્રભૂ સંસારે મેં, કુકરમ કરીને જર કર્યો;
ગુમાવી દીધો છે, વખત વિભુ મેં આળસ વિષે,
જુવાનીમાં છાકી, મલિન મતિ રાખી મન વિષે. ૩
બડાઇ માર્યામાં, નહિ કદિ પ્રભૂ પાછળ પડયો,
કરી નિંદા સૌની, કુકરમ તણો ઘાટજ ઘડયો;
કર્યા ઠઠ્ઠા હાલા, ઠગ બનિ ઠગ્યો સર્વ જનને,
વિસારી દીધા મેં, વિભુ વિષય મધ્યે રહી તને. ૪

## વસંતતિલકા.

તારી કૃપા થકી પ્રભૂ શશિ સૂર્ય ભાસે,
તારી કૃપા થકી અખી-લ અહો પ્રકાસે;

તારી કૃપા થકી પ્રભુ અઘનાશ થાય,
તારી કૃપા થકી બધા કુવિચાર જાય;
દેવા દયા કરી તમે, વરસાદ દો છો,
વ્યાપી રહી જગતમાં, વિપત્તિ હરો છો;
પાતાળ પ્રસાદ તુજથી, બધું વ્યોમ થોભ્યું;
નિદાન શીવ તમથી, બધું જગત શોભ્યું;
શાતા સહાય મુકને, વદતાં કરો છો,
પંગૂ જનોપર દયા કરી પાય દો છો;
સુણે નહીં શિવ સદા સુણતાં કરો છો;
આંખ નહીં ભુવનમાં પ્રભૂ આંખ દો છો;
વિદ્યા વિના તુજ દયા થકી દેહ ધારી,
અત્યંત ભક્તિ કરવા મતિ આપ સારી;
અત્યુગ્ર પાપ હરજો પ્રભુ માય બાપ,
મારા કુકર્મ દીનનાં શિવ નિત્ય કાપ.
કીધા ઘણા જગતમાં અપરાધ મારે,
હે ભક્તવત્સલ પ્રભુ પણ તું ન ધારે.
તારો અનુગ્રહ સદા શિવનાથ દેખું;
ત્રાતા ત્રિલોક પતિ પ્રેમ સદા હું પેખું.

### કુંડળિયા છંદ.

કરૂણાળુ કરુણા કરો, જશવંતા જગનાથ,
વિશ્વપતિ વિશ્વેશ્વરો, જાચું જોડી હાથ;
જાચું જોડી હાથ, વરદ શુભ વાણી આપો,

શાન્તાકારા શીવ, નિરંતર કુમતિ કાપો;
અધીક જે અપરાધ, દાબજો દેવ દયાળૂ,
જશવંતા જગનાથ, કરૂણા કરો કૃપાળૂ;
પામર પ્રાણી હું પ્રભૂ, કરૂં અઘટિત કામ,
વૃથા ગુમાવી વય સહુ, શ્રી હરી સુંદર શામ;
શ્રી હરી સુંદર શામ, અતિ અપરાધ અમારા,
ખરેખર ખાધી ખાધ, અરે ધરણી ધરનારા;
કહે માહાસુખરામ, દયાધર સેવક જાણી,
આપ વિમલ મતિરામ, પ્રભૂ પામર છું પ્રાણી;
પ્રેમ કરી પ્રસે કરો, મોહનજી મુજ રોગ,
ગતી તમારી ગહન છે, સુખનો દે સંજોગ;
સુખનો દે સંજોગ, અરીગંજન અનુરાગી,
પ્રગટયો પામર રંક, બન્યો હું જરા સુહાગી;
કહે મહાસુખરામ, ગતી શી થાશે મ્હારી,
મોહનજી મુજ રોગ, હરી લે અરજ સ્વિકારી.

છપ્પો.

જય જય જગદાધાર, જગતનાં પાપ હરો છો,
જય જય અરીગંજન, કૂવચન સહન કરો છો;
જય જય તું જગપાળ, મુખ અમી ઝરણુ વહે છે,
રંક રાય અજ નાથ, આવી સૌ શિર ધરે છે;
વિવિધીથી ત્રિભુવન તારજે, નમિ નમિ વંદુ ધરણી ધરણ;
દે તું વિમળ મતિ અઘહરણુ, જય પ્રભુ તું તારણ.

**ઝુલણા છંદ.**

પ્રભુ તમે પ્રેમથી મોક્ષ થાવા મને, મહિ વિષે આપિયો દેહ સારો,
પણ પ્રભૂ નિત્ય હું મોહ પાસે પડી, પા ઘડી ગુણ ગાઉ ન તારો;
જનનિના ઉદરમાં જે ઘડી હું હતો, તે ઘડી બોલતો સાઈ સારૂં,
કહાડરે બ્હાર તું ઈશ કરૂણા કરી, નામ તારૂં કદી ના વિસારૂં. ૧
વચન એ આ સમે હું ગયો વીસરી, સૂખ સંસારનું માનુ સારૂં,
વરસ દશ બાર તો બાળપણમાં ગયાં, શીવ સ્વમા મહીં હું ન ધારૂં;
વરસ પંદર વિષે નાર પરણ્યો નકી, નવ નવા રાગને રંગ જોયા,
પુરણ પચ્ચીસ વય પ્રેમદા સાથ મેં, શીવ સંસારમાં દીન ખોયા. ૨
ત્રીસ ચાલીસમાં સુંદરી સ્પર્શમાં, લોભને કામ કીધાજ ભારી,
મોહ માયા સજી ક્રોધ કાડચો નહીં, દાશ મમતા અતિ મેં વધારી;
સાઠ સીતેર લગિ સાન આવી નહીં, તો પછી એંશિએ આશ શાની,
નેવુએ ના રહે નગર કાયા તણું, રાંડ રોશે પછી રાગ તાણી. ૩
જ્યાં સુધી જીવનો દેહમાં વાસ છે, ત્યાં સુધી સર્વ તો બાપ બાપે,
જાય છે જીવ જમરાયની સોડમાં, તે ઘડી દેહને નાજ રાખે;
આવીને નર ઘણા બાંધી મજબૂતને, લેઈ સ્મશાનમાં દેહ મૂકે,
રાગ બહુ કહાડીને રામશ્રી રામ કહી, આગને આણુતા લોક ઢુંકે. ૪
ઓ ગયા બાપજી ઓ ગયા બાપજી, છોકરા છોકરી એમ બોલે,
દેહને બાળીને ખાખ કરી ઘેર જૈ, કોથળી ક્રોડથી સર્વ ખોલે;
દામ ના હાથમાં આવશે તો સગાં, સર્વ મારાં થશે ઈશ વેરી,
બાહેને બાઇ ભેગાં મળી બોલશે, મૂરખે લક્ષ્મિ ધરિ ના ઘણેરી. ૫
જો ધરી પોટલી પેટીમાં તો વળી, નારમારી પુરણ પ્રેમલાવે,
લોકમાં આબરૂ કહાડવા કાજરે, ખળ કરી ખરચ થોડા કરાવે;

મારીપૂઠે પ્રભૂ ખરચ કોટી કરે, બાર તલ જેટલું હું ન પામું,
તોય મૂરખ અહીં પાપ માથે લઇ, ધન કરૂં એકઠું હું નકામું. ૬
લોભને કામમાં માનવી નાપડે, તો પછી દુનિઆ કેમ ચાલે,
ત્યાગી થૈ તપ કરે તો ત્રિભૂવનપતિ, સર્વને ક્યાંથી તું અન્ન આલે;
સકળ સંસારમાં સરવ વસ્તૂ સજી, માનવી જીવના કામ સારૂં,
પણ રૂંડા કામમાં આણુતારે નથી, નામ લેતા નથી કોઇ ત્હારૂં. ૭
છરી છરા છેદશે શાક સોટા વળી, કાપશે લાકડાં મોટ મોટાં;
જો ધરે તેહુને અંગ ઉપર કદી, તો કરે અંગને એજ ઠુંઠાં;
એજ રીતે પ્રભૂ રોજ આ જગતમાં, લોભને કામ રૂડે ચલાવું,
તો પછી જગપતિ ભુવનમાં ભટકતાં, તાહરી બ્હીક શાને ધરાવું. ૮
તૂજ અભરા ભરણ તૂજ અજરા મરણ, તૂજ તારણ તરણ જગતત્રાતા,
તૂજછે સુખકરણ તૂજછે દુઃખ હરણ, તૂજછે ગુપ્તની વાત જ્ઞાતા;
તૂજ હરકત હરણ તૂજ ધરણી ધરણ, તૂજ ભવદેવ ભંડાર ભર્તા,
તૂજ અશરણ શરણ શીવ સાક્ષાતછો, પાપનાં પૂંજ પ્રલેજ કર્તા. ૯
ગહન તારી ગતીથી પ્રભૂ ગગનમાં, સૂર્યને સોમ ગ્રહરાજ બાળું,
વરસના નિયમમાં વૃષ્ટિ કરો સદા, ઇશ એવા દિસોછો દયાળું;
રામજી રાખજે મ્હેર અમઉપરે, ભકતને ભૂધરા દીનજાણી,
હેવિભૂ જગધરા સકળ ગુણ તાહરા, શી રીતે હું ગણું મૂઢપ્રાણી. ૧૦
હે દીના નાથજી હું કહું કરગરી, દાસનું છેક દારીદ્ર કાપો,
સ્તૂતિ ગુણ તાહરા પ્રેમથી બોલવા, વિમલ નીતી અને જ્ઞાન આપો;
ભટ મહાસૂખ કહે શીશ ચરણે ધરી, પાપ કર માફરે દીન બંધુ,
કહાડરે કાળજા માંહ્યથી ઝેર સૈ, જે થકી હું તરૂં ભવસિંધુ. ૧૧

## વિવિધ જ્ઞાનનો સારાંશ મનોપદેશ.

### ભ્રમક છંદ.

હે પ્રાણ, સુણુપ્રાણ, તજ જાર, મરનાર. ૧
ધર ધ્યાન, કર ગાન, જગદીશ, દિન નીશ. ૨
શુભ ગાન, નિધાન, દેહાન, ભગવાન. ૩
સમશાન, નિસમાન, આ જગત, છે ઠગત. ૪
વ્યભિચાર, દુઃખકાર, નિરધાર, આવાર. ૫
ઉપકાર, કરસાર, નરનાર, ધરિ પ્યાર. ૬
રે'નામ, આ ઠામ, સત વાત, વદ ભ્રાત, ૭
સુણુ મૂઢ, તજ જૂઠ, કહું યાર, સતધાર. ૮

## સ્ત્રી પુરૂષની જુવાની.

### મનહરછંદ.

જનની જુવાની જ્યારે, મનમાં ફૂલાઇ ત્યારે,
કરે અતિ દુષ્ટ કામ, જરા નહીં લાજતા;
જુવાનીના જોરમાં તો, પાઘ ટોપ મેલી વાંકા,
નવાં નવાં વસ્ત્ર પ્હેરી, ઘણા નર ચાલતા;
શીરતણા કેશને તો, હોળી ચોળી સાફકરી,
ઘાલેછે ફૂલેલ તેલ, મૂખે પાન ચાવતા;
કાનમાંતો અત્તરનાં, પુમડાં ઘાલીને પોતે,
હાથમાં રૂમાલ વળી, લાકડી લ્હેકાવતા. ૧
ઘણા દુરીજન વળી, સફાઈ બતાવા કાજ,
ધોતીઆની પાટલીને, ચાપ ચીપ કરેછે;

આરશીને સામે ધરી, શીખા ટીકા મેશકરી,
સફાઈથી પટીકામાં, ટાંકણીઓ ભરેછે;
ઊંચા ઊંચા બુટ અને, સ્ટાકીન પેરીને વળી,
છાતીઓ અકડ રાખી, બજારમાં ફરેછે;
કહે મહાસુખરામ, મુરખ જુવાની જન;
અંતરમાં અભિમાન, પ્રેમ કરી ધરે છે. ૨

જુવાનીના જોરમાં તો, જીવ જાણે જાતું નહીં,
અમ્રત ખાઇને આવ્યો, એવું પોતે જાણે છે;
તેમ વળી જુવાની તો, કોઇ દીન જાશે નહીં,
એમ ધારી મન વિષે, મદ ઘણો આણે છે;
પર પ્રેમદાઓ તણાં, મન હરી લેવા માટે,
પાન બીડાં ચાવી પોતે, મુખ લાલ કરે છે;
કોઇ દીન પ્રભુ તણું, નામ જીભે લેતો નથી,
મહાસુખ કહે એ તો, માનવી ગુમાર છે. ૩

ભાવ ધરી ભર જુવા-નીમાં કોઇ જોગી થાય,
કોઈ કાવ્ય રચી રૂડાં, કવીથી જણાય છે;
ભાવ ધરી ભણી કોઈ, ભારે જગો મેળવે છે,
જ્યોતિશ જોવામાં કોઈ, ઘણો વખણાય છે;
કોઇ નર નવી નવી, કળાનું શોધન કરે,
તેથી તેનું નામ શ્રેષ્ઠ, વર્ગમાં ગણાય છે;
કહે મહાસુખરામ, જુવાનીમાં જેવા ગુણ,
તેવા તેની સાથ અંત, લગીરે તણાય છે. ૪

લલના તો લાલ લાલ, ટીલડી કરી કપાળ,
ઠમક ઠમક પોતે, હાથી સમ ચાલતી;
કોઇ રાજ્ય દ્વાર જાય, કોઇ નીચ નાર થાય,
કોઇ નીજ નાથને તો, પાન ખવડાવતી;
કોઈ ઘણી લાજ ધરે, કોઈ કોટી કંથ કરે,
કોઇ સાસુ સુતને તો, પ્રેમથી બોલાવતી;
કોઇ બેશી મેડીપર, સોળ શણુગાર સજી,
પર પુરૂષોને જોઇ, નેનને નચાવતી. ૫
ગળે ઘાલે ગોરી ઘણી, ઘુઘરીઓને ઘડાવી,
ઘરેણાં ઘાલીને ચાલે, ઘુઘર ઘુમાવતી;
છુંદણું છુંદાવી ગાલ, છમક છમક નાર,
છળને કપટ કરી, કંથને દુભાવતી;
સતી સાચા સંત સાથે, સંગીત શીખે છે શાસ્ત્ર,
શીખી સત કથા સારી, શોકને સમાવતી;
કોઇ રામા રમુજીથી, રજનીએ રંગ રમે;
કોઇ બામા ભાવ રાખી બાળને ભણાવતી. ૬
અરે સહુ નરનાર, સુણજો રાખીને પ્યાર;
સ્વપના સમાન આ, જુવાની જોર જાય છે;
પાયથી ચલાય નહીં, કેડથી બેસાય નહીં.
ચક્ષુથી જોવાય નહીં, ડાચાં બેશી જાય છે;
શામ કેશ લય પામી, સઘળા સફેદ થાય,
થર થર શુળ કંપે, એવી દશા થાય છે;

માટે મહાસુખ કહે, મદ તજી પ્રભુ ભજો;
દીનપર દીન જાય, આયુ ઓછું થાય છે. ૭

## મા બાપની સેવા કરવા વિશે.

### મનહર.

કાશી ગયાજી ગયાને, જગંનાથ જોઇ આવ્યા;
લંકામાં જઇને જોયું, જ્યાં છે સીતારામરે;
જોઈ સોમનાથ વળી, દ્વારકાં નીહાળી જોઇ;
મક્કામાં જોયું તો રૂડા, પેગંમ્બર ઠામરે;
વૈજનાથ કેદારને, પાલીતાણે દેરાં જોયાં,
નાશક ત્રંબક રણ-છોડજીનાં ધામરે.
કહે મહાસુખરામ, તિર્થ તો અનેક ફર્યા;
માત તાત સેવ્યાં ન તો, કામનાં ન કામરે. ૧

જેણે નીજ માબાપની, સેવા કદી કરી નહીં;
પ્રભુની સેવા કરી તો, કહો તે શા કામની;
માત તાત તણી કદી, પ્રાર્થના કરી ન પ્રીતે;
પ્રભુતણી પ્રાર્થના તે, જાય છે ન કામની;
માત તાત તણી આંત-રડી ખુશી કરી નહીં,
અન્ય તણી કરી તો તે, ન કર્યા સમાનની;
કહે મહાસુખરામ, જગતમાં જનમીને,
માત તાત તણી સેવા, કરો નર ભામની. ૨

ફરી ફરી સુખ મળે, જગતનાં જાણો ભાઇ,

માત તાત નહીં મળે, કુટેમ્બ ને કપાળરે;
નારી મિત્ર પુત્ર પણ, કોઈ કાળે મળી આવે,
મળે ન માબાપ જેનાં, ખુટી ગયો કાળરે;
માત તાત તણા ગુણ, ગણતાં ગણાય નહીં,
કાઢો કદી ગુણીજન, મહા જાણી બાળરે;
કહે મહાસુખરામ, પુરણ ધરીને પ્યાર,
માત તાતની સમીપ, હું છું નાનું બાળરે. ૩

માત તાત તણો ભાવ, મેળવ્યો ન ભલી રીતે,
અન્ય તણો મેળવ્યો તે, જાયછે ફોકટ રે;
માત તાત તણું કદી, ધ્યાન ચિત્ત ધાર્યું નહીં,
પ્રભુજીનું ધ્યાન ધર્યું, તેતો કરી વેઠરે;
પુત્ર થઇ પીડા આપે, જગતમાં માબાપોને,
નર્કનો નિવાસી થાય, તેતો જન નેટરે;
કહે મહાસુખરામ, જનમ્યો તું જનમાં કાં ?
જનમ્યો ન પથ્થર કાં, જનની પેટરે. ૪

## સ્ત્રીએ પતિને તજી પિયરમાં નહિ રહેવું તે વિષે.

છપા.

પતી વીના જે સતી, માન જગમાં નવ પામે,
પતી વીના જે સતી, દેહનું દુઃખ નવ વામે,
પતી વીના જે સતી, આપતું ભુંડ લજાવે,
પતી વીના જે સતી, શીરપર આળ ચઢાવે;

સ્વામી વીના જે સુંદરી, જગમાંહી વાસો વસે;
ભટ મહાસુખ સાચું કહે, સુજશ સહુ તેના જશે.

### મનહર.

જુવતી જોબનમાંહી, પિતા તણી પ્યારી થઈ,
તજી દેઈ પતી નીજ, રહે પિતા ઘરમાં;
માત ભ્રાત પાસે જઈ, ભાભી તણું ભુંડું બોલે,
તેથી ભાભી કહે ક્યાંથી, ચોંટી આ કરમમાં;
નણંદ સાસુ મળીને, ઠામ ઠામ વાતો કરે,
બહુ મારાં કેવાં દીસે, જાણે રંભા ભવમાં;
એવી રીતે કંથ તજી, કામની પિયર વસે;
કોટીધા કલંક તેને, લાગે પળવારમાં.

### વસંતતિલકા.

નારી વસે પતિ તજી નિજ તાત દ્વારે,
તેથી થશે ભવ વિશે દુર વાત ભારે;
માટે તજી પિયરને રહિ સાસરામાં,
માનો કહ્યું જુવતિ સૌ સુખ સાસરામાં.

### માલીની.

પતિપતિ પતિ વિના, નાર કોઈ ન સુખી,
પતિવિણ દિન રાત્રી, નાર દેખાય દુખી,
રહિ કદિ પિતુ દ્વારે, નાથ સાથે લડીને,
નહિ નહિ નહિ તેને, સુખ એકે ઘડીએ.

### દાહોરો.

બારધાર ભરથારપર, પ્યાર સાર ઉરનાર;
વાર વાર ભરથાર સ્મર, પરહર પરનર પ્યાર.



## ખળ મિત્રની ખામી.

### મનહર.

જેને ઘેર જગતમાં, રંગીલી રામાઓ રમે,
ખળ લોકો તેની સાથ, મિત્ર થવા ચ્હાય છે;
જેને ઘેર જગતમાં, ડાહીને ભણેલી નાર,
તેને ઘેર અહોનીશ મિત્ર ફેરા ખાયછે;
જેને ઘેર જગતમાં ગોરી ગુણવંતી જુએ,
તેને ઘેર ભાવ ધરી, ખળભાઇ જાય છે;
કહે મહાસુખરામ, દેખું હું તો ઠામ ઠામ,
જુવતી જરૂર માટ, એવા મિત્ર થાયછે;
જેને ઘેર જગતમાં, ચતુર વસે છે નાર,

તેની સાથે સદા સહુ, દોસ્ત થવા ચ્હાય છે;
જેને ઘેર જગતમાં જુવતી જુવાન જુએ,
તેને ઘેર જુવાનીઆ, જર લેઇ જાય છે;
જેને ઘેર જગતમાં, જંગલી ન દીસે નાર,
જુગતી જરા લડાવી, મિત્ર તેના થાય છે;
કહે મહાસુખરામ, દુષ્ટ મિત્ર કેરૂં કામ,
જુઓ તમે ઠામ ઠામ, જ્યાં જઇ જવાય છે,
જેને ઘેર જગતમાં, જરતણું જોર ઝાઝું.
તેને ઘેર ભેટવાને, મિત્ર બહુ આવતા;
જેને ઘેર જગતમાં, જરતણું જોર જાણે,
તેની સાથે મિત્ર સદા, મિષ્ટ વાણી બોલતા;
જેને ઘેર જગતમાં, જુએ ઘણો અધીકાર,
તેને રોજ મિત્ર આવી, માન બહુ આપતા;
કહે મહાસુખરામ, જર જે જરૂર આપે,
તેની સાથે ખળ મિત્ર, પ્રીત બહુ પાળતા.

## કાગળ અને કલમનો સંવાદ.

### મનહર.

કોઇ સમે કલમકો, કાગળને કહે વાત,
કરૂં કદી રીસ હું તો, તને કોણ આણુશે;
મારા મુખ થકી કદી, અંગ આ કાળું ના કરૂં,
તો કાગળ કોણુ તને, વિશ્વ વિષે જાણુશે;
કહેણું કદાપી હું તો, તારી કેડ મુંકું નહીં,

માન મારી સાથે હેવા, તને પણ તાણુશે;
જેજે માન પાન તું તો, પામું તેતો મારાથકી,
ફોકટ તું ફુલે પણ, મુજને વખાણુશે. ૧
કલમનાં કારમાં વ-ચન સુણી કાગળને,
ક્રોધ તો અપાર ચડયો, તેથી કહે કાળમાં;
કાળા કાળા મુખવાળી, તું કપટ કરે ઘણું,
ખોટું મુજપર લખી, કરે ગુન્હ હાલમાં;
અધિક અધિક શ્વેત, રૂપ જે આ મુજતણું,
તેને કાળું કરી તુંતો, શોભાવે બે તાલમાં;
ભાળી તને સાખી મેંતો, લોકોની નિંદા લખીને,
ડાઘ તું લગાડે મને, નક્કી આજ કાલમાં. ૨
કહેછે કલમ ત્યારે, કાગળજી સુણો વાત,
કોવિદના કરમાંહે, હુંતો ઘણા દામની;
કુદી કુદી કોટ આગ-બે હું કષ્ટ લોક તણાં,
કરૂંછું ઉઘાડાં ત્યારે, સહુ કહે કામની;
ખરેખર ખર જેવા, લોક પાસે જાઉં ત્યારે,
કિંમત પામુંછું હુંતો, કાડી કે બદામની;
નથી હુંતો કાળી પણ, શાહીતણા સંગ થકી,
કોવીદ કહે દેખાય, નાર મુખ શામની. ૩
કાગળજી બોલ્યા પછી, કલમ વિચાર કર,
બીજ ન કદાપી હોય, શાથી વૃક્ષ વાળકો;
નરનાર કોઈ દીન, સંસારે સાથે ના રહે,
તો મણીના જેવા મોંઘા, પુત્ર આપી બાળકો;

બીજ વાવ્યું તો પણ ક-દાપી વૃક્ષ થયું ના તો,
કહોને કલમ ક્યાંથી, ફૂળ રૂડાં આવશે;
કપત આ મ્હારૂં માની, હું પદ પોતાનું મુકી,
જગતમાં જોડે વસું, ત્યારે સૌને ભાવશે. ૪
કલમે તો કાગળને, શામનું કારણ કહ્યું,
તે સુણીને શાહીબાઇ, ચિત્ત ભ્રમ થાય છે;
પોતે પોતા મન સાથે, વિચાર કરે છે કેવો,
કહેવતો ચાલે તે તો, ખરી કહેવાય છે;
પાડા પાડા લડી મરે, ઝાડ તણો ખાંડો કરે,
આપે ઝાડ સુખ પણ, તેતો વગોવાય છે;
એવી રીતે કલમને, કાગળના જશ હુતો,
મારૂં કામ કામ પણ, અવગુણ ગાય છે. ૫
માંડી ગઇ રીસ જ્યારે, પાયથી તે શીર સુધી,
ત્યારે શાહી બાઇ બાઇ, ખડીઓથી આવીઆં;
અરે કાળા મુખવાળી, કલમ તું બોલ હવે,
મારો સંગ કર્યા થકી, ક્યાં માન ગુમાવીયાં;
જો કદાપી જગમાં હું, જનમી ના હોત ત્યારે,
કહું શું કાગળ કાકા, પાત એનાં ભાડીઆં;
મારો સંગ કર્યા પછી, કલમને કર ધરી,
મોટા મોટા કવીઓએ, પુસ્તકો બનાવીઆં. ૬
મારા પછી રામનું રા-માયણ રચાયું અને,
મારા પછી ભાગ-વત તો બનાવ્યું છે

મારા થકી વિક્રમ ચ-રિત્ર તો પ્રગટ થયું,
મારા થકી આખ્યાન તો, નળનું જણાયું છે;
મારા થકી સતીઓના, ધર્મ તો છતા થયા ને,
મારા થકી એકે એક, પુરાણ રચાયું છે;
કાળા મુખ વાળી તું ક-લમ ઝટઝટ બોલ,
મારા વીણ તેં તો કદી, પુસ્તક બનાવ્યું છે! ૭

શાહીનો ગરવ જોઇ, ખડ ખડ હશી પડી,
ખડીઓ વિચાર કરે, પોતે થયો મદમાં;
નથી જાણતી બીચારી, કાળા અંગ વાળી નારી,
કોના વડે કાયા નીજ શોભે સભાસદમાં;
એટલામાં શાહી બાઇ, સામાં આવ્યાં ત્યારે પેલો,
ખડીઓ ખુંખારી કહે, કયાં ફરે તું ફંદમાં;
કુળવંતાની જણેલી, જો છું તું આ જગમાં તો,
મારા વીના કેમ રાખ-તા નથી કો ગોદમાં. ૮

કલમ કાગળ અને, ખડીઆને શાહી તણો,
મદ જોઇ માતા સર-સ્વતિ તહાં આવી છે;
કહોરે કલમ અને, કાગળ તમારી વાત
શાને સારૂ અહીં તમે, લડાઇ મચાવી છે;
ત્યાર પછી ખડીઆને, શાહીને બોલાવી પુછયું,
કહોરે તમોને કેમ, ભુંડી વાત ભાવી છે;
સારેનો જવાબ આપ-વડાઇ તણોજ સુણી,
સરસ્વતિ દેવીએ ત્યાં, વારતા સુણાવી છે. ૯

પ્રભાતની વેળાએ તો, પાટી પટલાઇ કરે,
ઈસ ઉપણુંને કહે, સુણો મારી વાતજી;
જતન તમારૂં કર–વાને કદી જગતમાં હું,
જનમી ન હોત ત્યારે, કેવી દશા થાતજી;
તમારૂં પોષણ કરૂં, એટલુંજ નહીં પણ,
ચાર નર બીજા પાળું, એવી મારી જાતજી;
સુણી ઈસ ઉપણું તો, કહે બાઈ સુણો તમે,
અમે પણ તું સમાન, કુર ચાર ભ્રાતજી. ૧૦

ખાટલાના ચાર પાયા, એવે સમે સંપ કરી,
ચીસ પાડી ઇસ ઉપ–ણુંની પાસ ધાયા છે;
કહો ઇસ ઉપણું ત–મે તે શા લેખામાં અહીં,
શાને માટે પાટી પાસ, અવગુણ ગાયા છે;
નીશદીન તમોને તો, આડા ઉભા બંધ બાંધી,
નચાવીએ મંદીરમાં, એવા અમે રાયા છે;
સાંભળી સુનારો નર, ઝટ લેઈ જાગી બોલ્યો,
સુનાર વીણ સહુની, બાળવાની કાયા છે. ૧૨

તેવી રીતે કલમ કા–ગળ જેના કોડથી હું,
કાળજામાં વાસ કરૂં, તહાં માન પામશો;
સાંભળો તે શાહી બાઈ, શુર કરી સટકી હું,
તહાં જો સીધાવ્યાં બાઇ, નકી માન વામશો;
ખરે ખરી ખાતરીથી, કહું ખડીઆ ખુંખારી,
ખોટું ન લગાડી મન, વિદ્યાને વધારશો;

કહે મહાસુખરામ, સરસ્વતિ પૂઠ રહી,
ભલાઈથી ભવ વિષે, આબરૂ જમાવશો. ૧૭

## સંપ વિષે.

### નારાચ છંદ.

ધરો સુસંપ હેતથી તજો સદા કુસંપને,
થશે અધીક સૂખજો ચહો સદા સુસંપને;
કુસંપથી સદા થશે વિનાશ રાય રંકનો;
કુસંપ વીણુતો ગયો ખચીત રાય લંકનો. ૧
કુસંપ સંગથી તમે અધીક કષ્ટ પામશો,
સદા સુસંપથી તમે અપાર તાપ કાપશો;
કુસંગથી જુઓ કુસંપ આદર્યોજ કૌરવે.
જુઓ અપાર કષ્ટ દેઈ, રાજ્ય લીધું પાંડવે. ૨
ઘણાય હિંદુ રાય તો, કુસંપ દીલ આદરી,
તજી જ રાજ દામને બની ગયાજ ઠીંગલી;
અથાગ સુખ પામવા, સુસંપ ઉર આદરો,
કુસંપ સંગતો તમે કદાપિ કાળ ના કરો. ૩
ખરો સુસંપ દૂધ પાણીનો દિસે સદા વળી,
અધીક કષ્ટ દૂધને થતાંજ પાણીરે બળી;
અપાર દુઃખ વેઠતાંજ દૂધ જાય ઉભરી,
તમે સ્વદેશિ બંધુઓ રહો સુસંપ આદરી. ૪
જુઓ તમે ખચીત ખાલી થાય પાણી કૂપનું,
કહોજ કેમ થાય પાણી હોય જો સમુદ્રનું;

ખચીત નાશ થાય એક સુત્રનોજ તાંતણો,
કહો વિનાશ થાય કેમ જૂથ સુત્રનો ઘણો. ૫
કુસંપથી જુઓ ગયુંજ રાજ બાજીરાવનું,
કુસંપ કષ્ટ કૂપ છે સદાય સુખ સંપનું;
સુસંપ સંગથી જુઓ નરેશ છે પ્રદેશનો,
કુસંપથી ગયો સ્વદેશિ રાય આર્ય દેશનો. ૬
સુસંપ જોઇ શત્રુતો સદા નિરાશ થાય છે,
કુસંપ આદર્યો થકી અરી ખુશી જણાય છે;
સુસંપ વાસ હોય ત્યાં સદાય લક્ષ્મિ વાસ છે,
કુસંપ બાર વારથી સદાય સૂખ નાશ છે. ૭
કુસંપ નાત જાતમાં, કુસંપ છે કુટુંબમાં,
કુસંપ ભ્રાત ભ્રાતમાં, કુસંપ ઠામ ઠામમાં;
કુસંપ ઘેર ઘેર છે, સુસંપ વીણ લાડ છે,
કુસંપ તો ખચીત માન કષ્ટ કેર ઝાડ છે. ૮
સુસંપથીજ નાત જાતમાં અધીક માન છે,
કુસંપ જેહ આદરે જરૂર તેહ શ્વાન છે;
સજો સજો સજો સજો સુસંપને સદા સજો.
તજો તજો તજો તજો કુસંપ ઉરથી તજો. ૯

### શાર્દૂલ વીક્રીડીત છંદ.

મિત્રો હો સહુ સ્નેહ ધારણ કરી, પ્રીતી પુરી પાળવી;
સાચા સ્નેહ થકી નિરંતર વળી, ખૂરી રીતી ખાળવી;
મિત્રો કુશળ ક્ષેમના હરખથી, રૂડા લખો કાગળો;

હું તો મિત્ર વિજોગથી મન વિષે, ઝાઝો થયો આકળો.

### પદ.

જનની જીવોરે ગોપીચંદની.—એ રાગ.

ધન્ય ધન્ય મિત્રરે મુજ તણા, સૌને કરૂં હું પ્રણામજી;
પ્રીત થકી પત્ર પાઠવું, વાંચો મિત્રોરે મમજી— ધન્ય ધન્ય.
પ્રીત કરીને પરવર્યો, તજી સઘળાનો સાથજી;
વાત કહેવાની ના રહી, શું લખે મુજ હાથજી. ધન્ય ધન્ય.
નિશદીન રહેતા આનંદમાં, બેશી કરતા વાતજી;
યાદ આવે રહે મન ઘણું, ઉદાસી દીન રાતજી. ધન્ય ધન્ય.
ભલું ભુંડુંરે ઘણું કહ્યું, કદી કરીઓ ના ક્રોધજી;
મિત્ર વીરહથી મને લાગે, જાણે પડીઓ વિરોધજી. ધન્ય ધન્ય.
ગુપ્ત વાતો મનડા તણી, કહીએ કોનીરે પાસજી;
મિત્ર વગર રહેવાય નહીં, થાય હર્ષનો નાશજી. ધન્ય ધન્ય.
જર ખરચે સૌ સાંપડે, મનને ગમતાં કામજી;
પ્રીત કદી નહીં સાંપડે, સાચું કહું ખાઇ સમજી. ધન્ય ધન્ય.
ગુરૂ ભગનીરે માતને, વળી ભ્રાતને તાતજી;
હેતે કરી તેને નવ કહે, ગુપ્ત મનડાની વાતજી. ધન્ય ધન્ય.
સ્નેહ થકી નરનાર સહુ, મિત્ર કેરીરે પાસજી;
ભાત પુછે મારગ મળે, થાય દુઃખનો નાશજી. ધન્ય ધન્ય.
રાધે કૃષ્ણજી રાખજો, મિત્રો ઉપર મ્હેરજી;
દયાળુ તારી દયા વડે, થાય લીલા લ્હેરજી. ધન્ય ધન્ય.
મ્હા સુખ પામે મિત્રથી, વદુ હું નીરવાણજી;
સુખ દુઃખમાં સમ ભાગ લે, સત્ય મિત્ર એ જાણજી. ધન્ય ધન્ય.

## લલિત વૃત.

અરર મિત્રરે શું ગમ્યું તને, અરર ક્યાં રહ્યો છોડી મુજને;
તુજ વિના રહ્યું કેમ જાયરે, દિવસ એકતે વર્ષ થાયરે. ૧
હર ઘડી તને, યાદ હું કરૂં, નવ મળ્યા થકી આંસુ હું ભરૂં;
વિનયથી તને વીનવું સદા, મુજતણો ગુનો ધારના કદા. ૨
વિરહ તુજથી થાય આપદા, વિરહ છોડવા આવશો કદા;
અરર મિત્ર તું સૂણ વીનતી, વિરહ તુજથી શી થશે ગતી. ૩

### દોહરો.

દુઃખમાં મિત્ર દોહીલા, સુખમાં મિત્ર અનેક;
શું કહું વારંવાર હું, અલ્પ મતીનો છેક.

## મુર્ખાઈ વિષે.

### દોહરો.

સંપ તજીને આદરે, કુસંપ જેહ અપાર;
સજ્જન જાણો તેહને, મૂરખનો સરદાર. ૧
અવની ઉપર અવતરી, કરે ન પર ઉપકાર;
ખોટે રસ્તે ખરચશે, મૂરખનો સરદાર. ૨
ઉપજથી અદકું વળી, ખરચે જેહ ગમાર;
લેણાના દેણા કરે, મૂરખનો સરદાર. ૩
માત તાતને પરહરે, કરે ન કાંઇ વિચાર;
પત્નિને પાયે નમે, મૂરખનો સરદાર. ૪
પરણેલી સ્ત્રી પરહરી, સંગ કરે પરનાર;
જર ખરચે એ વાટમાં, મૂરખનો સરદાર. ૫

ઘરમાં ખાવા ના મળે, થી તો પૈસા બાર;
ખર્ચ કરે તો વારિ સમ, મૂરખનો સરદાર. ૬

જે વસ્તુ નિજ કામમાં, નાવે કદી લગાર;
તેમાં જર જો વાપરે, મૂરખનો સરદાર. ૭

જુવાનીના જોરમાં ભજે ન જગકર્તાર;
બુઢ્ઢાપણમાં શું કરે, મૂરખનો સરદાર. ૮

સદ્ગુરૂનું માને નહીં, ધરે અતિ અહંકાર;
શું સદ્વિદ્યા શીખશે, મૂરખનો સરદાર. ૯

પેટ ભરે ઉદ્યમ વિના, જે નર આ સંસાર;
જરૂર તેને જાણવો, મૂરખનો સરદાર. ૧૦

કંજુસાઈ કરી સદા, થયો જે પૈસાદાર;
કરથી પાઈ ન વાપરી, મૂરખનો સરદાર. ૧૧

જ્યાં ત્યાંથી ભેગું કરે, ધન તો અપરંપાર;
દેવું નાપે બાપનું, મૂરખનો સરદાર. ૧૨

અન્ય દેવને પૂજવા, મૂકી જગદાધાર;
ભ્રમણ કરે જે ભુવનમાં, મૂરખનો સરદાર. ૧૩

અબાધ નહીં પોતા તણો, તોપણ જો તકરાર;
અવલંબનથી આદરે, મૂરખનો સરદાર. ૧૪

લક્ષ્મી કેરા લોભથી, અનુકંપા ન લગાર;
જે જન મન નહિ આદરે, મૂરખનો સરદાર. ૧૫

બાળ વયે જે બાળકો, લેશ નહીં ભણનાર;
મહાસુખ માને તેહને, મૂરખનો સરદાર. ૧૬

## પતિ વિજોગ.

### માલિની છંદ.

હશિ હશિ હશિ બોલી, બ્હેન હું એક વાણુ,
કરિ કરિ રિસ કંથે, ત્યારથી બેન જાણુ;
અરરર સખિ ત્યારે, વ્હેતિ મૂકીજ કંથે,
શકુન શુભજ જોઈ, ચાલીઆ નાથ પંથે. ૧

સખિ નહિ કંઈ જાણું, સુખિ છું કે દુઃખીરે,
સખિ નહિ કંઈ જાણું, જાગિ કે હું સુતીરે;
પિઉ પિઉ પિઉ હું તો, મૂખથીરે જપુંછું,
સખિ પિઉ વિણુ હું તો, ઘેલછામાં ખપું છું. ૨

નિત નિત નિત આવે, પ્રેમનું સ્વપ્ન મુંને,
સખિ પિઉ વિણુ તે તો, પ્રેમથી કોણુ સૂણે;
ઝટ ઝટ ઝટ હું તો, ઉંઘથી બેન જાગું,
નહિ પતિ અહિં તેથી, બ્હેન સ્વામી હું માગું. ૩

અલિ સખિ ખટ માસે, કંથજીરે ન આવ્યા,
વળિ નહિ કદિ રૂડા, કાગળોરે લખાવ્યા;
નથિ નથિ નથિ આવી, ખુશની કંઇ વાતો,
અરર સખિ જાશે, કેમ વીજોગી રાતો. ૪

અરર અરર જાશે, રૂપ ને આ જુવાની,
ઝટ ઝટ સખિ ત્યારે, શોક્યનું સાલ જોની;
નહિ નહિ નહિ ત્યારે, નાથને હું ગમુંરે,
ડચક ડચક રોઇ, બ્હેન તેથી ભમુંને. ૫

ગરમ જળ વડેરે, કંથને મેં નવાડ્યા,
ઘણું ઘણું ઘૃત દેઈ, ભાત લાડુ જમાડ્યા;
અતિ અતિ અતિ ભાવે, ખાંડ ને રોટલીરે,
જમી કરિ ત્રણ વાગે, બેશિઆ ઓટલીએ. ૬

સપ સપ ગપ મારે, શેઠજી તો તહાંરે,
ટપ ટપ ટપ ચાલે, પાંચ વાગે જહાંરે;
ફરિ ફરિ ફરિ આઠે, શેઠજી ઘેર આવે,
ઝટપટ કરિ વાળુ, કંથજી ક્યાંય જાવે. ૭

રજનિ બધિ ગુમાવી, નાથજી મુજ નેટ,
સુરજ ઉદય થાયે, આવતા ઘેર શેઠ;
વળિ અતિ અતિ શેઠે, દોસ્ત ભુંડા કર્યારે,
નહિ નહિ નહિ મારી, પાસ કો દી ઠર્યારે. ૮

કદિ મુજ મન જાણે, જીવ કાં'ડી મરૂંરે,
પણ મુજ કુળ લાજે, બ્હેન તેથી ડરૂંરે;
લગીર શરમ નાહી, કંથ જે છે અમારો,
સુણ સુણ સખિ તું તો, ધિક્ક આ જન્મ મારો. ૯

ઘડિ ઘડિ ઘડિ આવે, તાપને છાંયડોરે,
રડ રડ રડ કર્તી ઘેર ના ભાયડોરે;
બહુ બહુ ગરમીએ ઉકલાટોજ થાય,
પણ નથિ પિઉ પાસે, શાંત શાથી પમાય. ૧૦

અતિ અતિ વળિ દીસે, દોડતાં વાદળાંરે;
સખિ પિઉ વિણુ લાગે, છે બહૂ આકળાંરે;

फड फड पपडावे, पांख चक्षीज धूळे,
सर तट बग बेशी, मेडको मच्छ जूओ.   ११
झट झट झट आवे, पंखिओ पाणी पीने,
अररर मन म्हारूं, देखि देखीज ब्हीने;
फर फर पर थंडो वायरो वायछेरे,
बहु बहु बहु झाडो, हालतां थायछेरे.   १२
अतिशय भिनि रोज्जे, हुं हवानेज बाळुं,
पण सखि पति वीना केम हुं रात गाळुं;
अधिक अधिक आवे फूलनीरे सुगंधी,
पण सुख नहि थाये, नाथ वीना हुं अंधी.   १३
वळि कमि कमि ज्यारे वायु उनोज वाय,
जईर जईर त्यारे, ज्वार तो पिंगळाय;
निकळि निकळि आवे कीडीओ तो दरेथी,
निरखि निरखि रोउं, वायदोरे गएथी.   १४
गड गड विजनारे, जो भडाका कडाका,
तड तड तड वाजू, खूब लेतो तडाका;
चमक चमक चाले, वादळि काळि जोरे,
शितळ शितळ वातो जोरमां आवतोरे.   १५
सखि सखि वळि जोने, मेहुले म्हेर कीधी.
तदपि खबर कोदी, नावले नाज लीधी;
झुकि झुकि झुकि आंदी, गूजनेरे गया छे,
सखि नहि कंइ जाणुं, नाथ क्यां जै रह्या छे. १६

ઝ ર ર ર ર ર આવે, મેઘ ઉતાવળેરે,
સર સર શર વાગે, કુમળે કાળજેરે;
સર ર ર ર ર આ જો, વાયુ આવ્યા ખરા રે,
છર છર છર વાગે, પાંસળીઓમાં છરારે. ૧૭
ફિકિ ફિકિ પડિ છું તો, સ્વામી નાવ્યા ફરિ રે,
તજી તજી તજી ચાલી, સર્વ આ મૂખનીરે;
સજનિ રજનિ લાગે, આજ બિહામણીરે,
સખિ પતિ વિણ ચિંતા, થાય આજે ઘણીરે. ૧૮
જમિન ઉપર રેલા, ઝાપટાથી થયારે,
પ્રિતમ સુખથી રેલા, મુજને ના થયારે;
વળિ શર થડે સારા, આવણે થાય છાંટા,
નથિ પતિ સુખ તેથી, રોજ ભોંકાય કાંટા. ૧૯
રસિક રસિક શોભે, ધાન્ય તે ખેતરોમાં,
વિવિધજ પુષ્પ શોભે, વનમે વાડિઓમાં;
નથિ નથિ સખિ આવ્યા, કાગળો તેમનારે,
હરખિ સુણુ છેડો, તું મહાસુખનારે. ૨૦

## પરનારીથી થતો પસ્તાવો.

ગીરધારીરે, વાત કહું તે વિચારો—એ રાગ.

હાંરે મિત્રોરે વાત સુણો એક મારી,
મારી આથ હકીકત મ્હારી;
જેણે હુતેરે, પરનારીની પ્રીત કીધી,
તેણે અંતે ફજેતી લીધી.

માટે મિત્રોરે, કહુ સૌને કરજોડી,
નાંખો પ્રીત પરનારીની તોડી.
નહીં કરવો રે, નારી તણો વિશ્વાસ,
કરેથીજ થશો એના દાસ;
ઘણી નારીરે, અંતરનું હેત બતાવે,
તેથી નર ઘણા, ફસાઈ જાવે.
તેવી રીતે રે, જેને મળી આ નારી,
જેણે પ્રીત તજી હવે મારી.
સૌથી પહેલાંરે, ઉલટથી કોલ આપ્યો,
તેને કંથ કહી એણે થાપ્યો.
તેણે જાણ્યુંરે, એની સોબત સુખકારી,
પણ પછી દીઠી દુઃખકારી.
પરનારીરે, ઉપરથી પ્રેમ બતાવે,
પણ ભીતરમાં રીસ બહુ લાવે.
પરનારીરે, પાપનું મુળ છે ભારી,
મિત્ર માનજો આ વાત મારી;
નહીં રહેસેરે દામ તમારી પાસે,
એતો પરનારી ખાઈ જાસે,
જાર નરથીરે, ઉદ્યમ લેશ ન થાય,
એનું ચિત્ત ચતુરા હરી જાય.
રૂપ ગુણરે, ધન, બળ, હરનારી,
એ રાક્ષસ રૂપ પરનારી.

જ્યારે પાસેરે પૈસો પોતે ના ભાળે,
ત્યારે છોડી બીજાને ઝાલે;
વળી જગમાંરે, કહેવાશો વ્યભિચારી,
તેથી ફજેતી થાશે તમારી.
જુવાનીમાંરે જેણે પરનારી સેવી,
તેની ટેવ રહે પછી તેવી.
કોઇ કાળેરે, ડાહપણ દીલમાં ધારી,
કદી તજી દેશો પરનારી.
પણ લોકોરે, વાત સાચી નહીં માને,
સહુ લૂચ્ચો લફંગો જાણે.
જુઓ રાવણરે, સીતા સંગાથે મોહ્યો,
જેથી જીવડો તેણે ખોયો.
કૈયાકીચકે રે, દ્રુપદી લેવા ધારી,
ત્યારે ભીમે નાંખ્યા સૌને મારી.
કળીકાળેરે, વ્યભિચાર વધ્યો ભારી,
છૈયાં જણેછે દ્વાદશે નારી.
તેથી બાળક રે, બળ બુદ્ધિમાં કાચા,
નહીં બોલી શકે લેશ વાચા.
તેથી ડુબ્યોરે, દેશ હિંદુસ્તાન આજે,
રૂડું રાજ્ય ઇંગ્રેજનું છાજે.
દેશી જનોરે, તજોને વ્યભિચાર,
વળી સજોને સત્ય આચાર.

# માતાપ્રત્યે પુત્રનું બોલવું.

## લલિતછંદ.

અરર માત તેં ખેંડ માસરે, ઉદર નીજમાં રાખી પાસરે;
જતન બૈ કર્યું લાવી લાડરે, નહીં વળી શકે, એજ પાડરે. ૧
પુરણ માસમાં, શીરતો વળી, ઉલટ દીશમાં, થૈ ગયું ફરી;
ઉદર માંહ્યથી, થાળ વાજીરે, જરૂર ત્યારથી, થૈ તું રાજીરે. ૨
તદપિ એટલે,—થી ન આટપી, દિવસ રાતરે, લેશ ના જપી;
કથન જે તને. સાનમાં કહ્યાં, સમજી તેહને, કાજ તો કર્યાં. ૩
મુખ થકી રડું, માત હું જદા, પયજ પાનનું આપતાં તદા;
નયન ઉપરે નીર જે હતું, ભુજથી ફેરવી તેહને લીધું. ૪
પ્રથમ તું મને પાઇ રાબડી, વળતિ પ્રેમથી, ખાતી માવડી;
જરૂર જાગતો મૂકી ના જતી, ઝડપથી ગએ-લીજ આવતી. ૫
દુઃખ થવા થકી, રોઉં જે ઘડી, તુરત આવિતું, સોતી આંખડી.
મુખવડે રૂડાં ગીત ગાઈરે, મન ખુશી કર્યું તેજ આઈરે. ૬
કર મધે ધરી સોડમાં મને, હરખથી સુકી, રીઝવ્યો તમે;
મળજમૂત્ર બૈ વાર કાઢીરે, દુઃખ ઘણું ખમ્યું મારી માડીરે. ૭
જળ વિના જગો જ્યાં દિસે વળી, લઇ સુવાડીઓ સોડમાં ધરી;
ધણિક વેળરે ખેલ ખેલતાં, નિરખિ મા મને વ્હાલ આણતાં. ૮
રમતમાં વળી માતજી ખરે, લડી લડી હું તો આવતો ઘરે;
રમતમાં ભુખ્યો માત થાઉંજી, ખચિત ખોળીને ખાઉં ખાઉંજી. ૯
ગમતમાં ઘણી રાડ આદરૂં, સરવ વાંક મા આફ તું કરૂં;

ઉમર માહરી છોટી જ્યાં હતી, ઘણુંક ફોડયું ને ઢોળ્યું મેં અતી. ૧૦
અતિ અનાડરે માત હું કરી, જઇ સુતો વળી, ખાટ પાથરી;
વળી ભણાવીઓ ભાવથી બહુ, ગુણ ઘણા દિસે શું ઘણું કહું. ૧૧
સમય માંદગી-નો કદી જુઓ, ધિરજ ધારીને ઓસડો પીઓ;
ભિતરથી ઘણો વ્હાલ આણતી, જરૂર છાતી સા-ધેજ દાબતી. ૧૨
ભુજવિષે મને, લૈ ઉંચો કરી, નિરખિ મૂખડું તું રહી ઠરી;
અતિસ ધાવવા માથું માર્યુંરે, તદપિ ચિત્તમાં વ્હાલ આણ્યુંરે. ૧૩
અહરનિશ તું સૂખ આપતી, ધણિક પ્રીતથી મા રમાડતી;
પ્રભુજી રાખશે મુજને તુને, કરીશ સેવના આવિ તું કને. ૧૪

## સાસુના હેત વિષે.

### શાર્દૂલવીક્રીડીતછંદ.

ખાજાં ઘેબર સૂખડી, દહીં વડાં, શીરો અને રોટલી,
લાડૂ ભાત કમોદનો સરસ કે, શાકો તથા શેલડી;
કેળાં દાડમ સર્કરા પયપુરી, કેરીતણા સ્વાદમાં,
સૌથી સ્વાદ અપાર જાણું મનમાં, સાસુતણી વાતમાં.

### મનહરછંદ.

શાણી સાસુ દીકરાની, દારાને ડરાવે નહીં;
વ્હાલ રાખે વહુપર, દીકરાની તુલ્યજી.
શાણી સાસુ દીકરીના, કંથને દુભાવે નહીં;
રાજી રાજી રાખે રોજ, નહીં લેશ ભુલ્યજી.

શાણી સાસુ શાંત મને, સહુને ખુશી કરીને,
સંસારીક બોધ દેતી, રૂડા તે અમુલ્યજી;
કહે મહાસુખરામ, સાસુ શાણી ન મળીતો,
દુનિઆમાં દેખો જન, એક મહાશુળજી.

## સુખ દુઃખમાં શું યાદ આવે !

### ચોપાઇ.

સુખે સાંભરે ઘરની નાર, દુઃખે સાંભરે મિત્ર અપાર;
સુખે સાંભરે રૂડી નાત, દુઃખે સાંભરે ક્યાં છે માત.
સુખે સાંભરે જોવી બાપ, દુઃખે સાંભરે નિજનો બાપ;
સુખે સાંભરે ભણુતર બહુ, દુઃખે સાંભરે ક્યાં જઇ રહુ.
સુખે સાંભરે ભાંડ ભવાઇ, દુઃખે સાંભરે રામ દુવાઇ,
સુખે સાંભરે બહુ રમતું, દુઃખે સાંભરે છે મરતું.
સુખે સાંભરે સત્ સંયોગ, દુઃખે સાંભરે પુત્ર વિજોગ;
સુખે સાંભરે સ્વાદ અપાર, દુઃખે સાંભરે જગદાધાર.

## કુંવારાનો કડાપો.

**कहेवत छे के—कुंवारा कोडे मरे ने परणेला पीडाए मरे.**

### માલિની છંદ.

પુરવ દિશ ભણીથી, સૂર્ય તો અસ્ત પામ્યો,
જુવતિ વગર જોને, ડાંડને શોક જામ્યો;
અતિશય મન સાથે, ખૂબ વીચાર કર્તો;

ડચક ડચક રોઇ, આંસુડે આંખ ભર્તો. ૧

પછિ વળિ જુજવારે, આવિયો મિત્ર તેનો,
નવિન કિમતિ ભારે, લાવિયો શુભ શેનો;
કર મહિ ધરિ શેનો, આપિયો ભાઈ જ્યારે,
ગદગદગદ કંઠે, બોલિયો મિત્ર ત્યારે. ૨

સુંદરિ વગર શેનો, શું કરૂંરેજ ભાઇ,
અતિ મન ભમતું છે, ઘેર ના એક બાઇ;
કદિ નહિ જન કોઈ, દેવતા દીપ આપે,
ઘર મહિ નહિ જાવા, દેજ વાંસા પ્રતાપે. ૩

જરૂર જુવતિ જોને, મંદિરે રોજ મ્હાલે,
સુખ થકી નહિ માગે, તોય સૌ લોક આલે;
નદિ સર કુપ કાંઠે, નારિઓ જોઉ ઝાઝી,
અતિશય મનમાંરે, દુઃખ પામું હું દાઝી. ૪

ઝટપટ ઘર આવી, ખૂણમાં હું ભરાઇ,
વદુ મુજ જીવ પ્રત્યે, ડાંકની વાત આઇ;
પ્રથમ ભવ વિષે તેં, જીવ શું પાપ કીધું,
સુખ નહિ સુંદરિનું, શામળે આજ દીધું. ૫

મુજ જવળ કદી જો, જોશ જોનાર આવ્યો,
જનમ કુંડળિ કેરો, લેખ તેને બતાવ્યો;
જનમ કુંડળિ જોઇ, વાત બોલે વિચારી,
જરૂરજ ખટમાસે, આવશે ઘેર નારી. ૬

## રોલાવૃત્ત.

વાંઝતણો વિલાપ, વિગતથી વદ્દુછું આજે,
વાંઢા બની ઉચ્ચાર, કરંતાં મન બહુ લાજે;
તોપણ મેં આ વાત, ઉરમાં લખવા ધારી,
સાર સાર હું લખું, રતિપુર મતિ છે મારી. ૧
દુઃખતો અપરંપાર, વહે છે વાંઢા જનતો,
સ્વપ્નામાં નહિં સુખ, મળે બાઇ કો દનતો;
પાડોશીનો પ્રેમ, વધે ના વાંઢા પરતો,
કરે ન કો વિશ્વાસ, પડોશી વાંઢા નરનો. ૨
રાખે નહિ વ્હેવાર, પડોશી વાંઢા સાથે,
મનમાં મોટી બ્હીક, આળ કો મૂકે માથે;
પાડોશીનો પ્રેમ, એક વાંઢા જન જાણી,
નહિ લેવા કદિ જાય, દિપ દેવતા કે પાણી. ૩
ભાગે જોગે જાય, ડાંડ લેવા કંઇ વસ્તૂ,
હોવે લો લઇ જાવ, એમ નહિ કહે અમસ્તૂ;
સંધ્યા કાળે જાય, બેસવા સ્નેહી દ્વારે,
વિધ વિધ વાતો થાય, લોકમાં તેની ત્યારે. ૪
પાડોશીની શાખ, પ્રભાતે પુરાવેતો,
દેશે કાને હાથ, હતાં સૌ ઘરમાંહીતો;
એવો પ્રેમ સદાય, રહે પાડોશીનોતો,
શી કરવીરે વાત, બિજાની માંડીનેતો. ૫
વાંઢાનું દુઃખ જોઇ, દયા નહિ દિલમાં લાવે;

બળો ડાંડ અવતાર, એમ નિત ઉરમાં આવે;
કદાપિ વાંઢો હોય, પુરે પુરો જો પંડિત,
તોપણ કરશે લોક, મન વાંઢાના ખંડિત. ૬
વાંઢાનો વિશ્વાસ કરે નહિ કોઈ જગતમાં,
ભક્ત જાતનો હોય, ગણે તોય બગભગતમાં;
જેમ ક્ષેત્રમાં નાશ, થાયછે સાંઢાથી તો,
એ રીતે નુકસાન, થાય છે વાંઢાથીતો. ૭
વાંઢા જનને દ્વાર, કોઇ પાણી ભરવાને,
આવે નહિ કો નાર, લેવા દેણું દળવાને;
તળાવ કે નદિ ઠામ, પાણિ ભરવાને કાજે,
આવે જુવતી નાર, જોઇને દીલડું દાઝે. ૮
કરે ઘણું કલ્પાંત, કુવાપર જ્યાં છે નારી,
રખે આવીને ડાંડ, આબરૂ લેશે મારી;
માટે દોડા દોડ, કરીને ટોળે થાતી,
ધમ ધમ કરતી જાય, જુઓ નારી હરખાતી. ૯
સગો થાય નહિ તોય, બ્હાલ વાંઢાપર આણી,
રસ્તે જાતાં નાર, જાય છે ઘુમટો તાણી;
દેખાડે છે પ્રીત, રીત ઘુમટાથી લોકો;
મનમાં જાણે મૂક, એવા નરની રે પોકો. ૧૦
જે નરની નહિ હોય, પ્રીત બીજી દારાપર,
તે નરની તો પ્રીત, રહે છે વાંઢા ઉપર;
તોપણ ઠામે ઠામ, પ્રેમદા આંસુ ભરતી,

પૂછે તેનો કંથ, નાર શું કરવા રડતી. ૧૧
આપે જૂઠ જવાબ, પ્રીત વાંઢાની નડતી,
માટે તેનો કંથ, પ્રીત મૂકે છે પડતી;
બહુ બહુ અડચણ રોજ, આવીને વચમાં નડતી,
વાંઢાને નવ થાય, સૂખમાં કો દી ચડતી. ૧૨
રખે કોઇને ઘેર, જઈને વાંઢો બેસે,
જૂએ ઘરની નાર, તુરત ખૂણામાં પેસે;
અવળૂં સવળૂં મૂખ, કરીને નજર ફીરાવે,
ઘરનો જાણે ડાંડ, અહીંથી ક્યારે જાવે. ૧૩
ભુંડી ભાખે વાત, લોક સૌ વાંઢા કેરી,
સગાં સબંધી તૂર્ત, કહે ભુલ વાંઢા તેરી;
કરી અનિતી અપાર, રહુંછું સદાય અક્કડ,
શર્મ નથીરે લગાર, જહાં ત્યાં ફરતાં ફક્કડ. ૧૪
પાળે નીતી તોય, વાંઢા પર શક સૌ લાવે,
ક્યાં કરમનાં પાપ, દુભાવા વચમાં આવે;
નહિં ડાંડને માન, નાત જાતોમાં ઝાઝું,
મિત્ર ગણે છે કોક, ઘણા કે' મારે પાકું. ૧૫
ધિક્ક ધિક્ક અવતાર, જગતમાં વાંઢાનોતો,
એથી સારો હોય, જનમ સૌ સાંઢાનોતો;
આવે જૂઠાં આળ, પછી સુખ ક્યાંથી પામે,
વાંઢાના છે ભોગ, ઉઝરડો હોય તે વામે. ૧૬
એવાં એવાં આળ, હમેશાં ફરતાં નડતાં,

વાત સાંભળી ડાંડ, મુકે ઘરમાં જાય પડતાં;
વ્હાલાને પણ દામ, ઘીરે ના વાંઢા ધારી,
હવે વધુ શું વદું, મલિન છે બુદ્ધિ મારી. ૧૭
હરી ફરીને જાય, ડાંડ જ્યારે ઘરમાં તો,
નારી વિણુ અપાર, શોક ઉપજે તનમાં તો;
જુવે ધણીની વાટ, બાળપર નારી બેઠી,
ધણી આવે કે તૂર્ત, ઉપરથી આવી હેઠી. ૧૮
લોટી લોટી આપ, પાણી ન્હાવાને સારૂં,
રસોઇ ઠંડી થાય, કંથજી માનો મ્હારૂં;
કો દી થાશે વાર, નહાતાં ન્હાતાં ભાઇ,
બાપા બાપા કહી, આવશે બાળક ધાઇ. ૧૯
ચાલો ચાલો બાળ, એમ કહી ઘરમાં આવે,
ભોજન કરતાં વ્હાલ, બાળપર અતિ જણાવે;
પછી નિરાંતે જાય, કરવા ધંધો ધારી,
એવાં એવાં સૂખ, પમાડે ઘરની નારી. ૨૦
એમાંનું તો એક, સૂખ નહિ વાંઢા પામે,
સત્ય કહું આ વેણુ, જુઓ જે ઠામે ઠામે;
ધંધાપરથી ડાંડ, જાય છે ઘરમાં જાવા,
કરી મુકેરે કોણુ, ઉનું જળ એને ન્હાવા. ૨૧
આડું અવળું જોઈ, ટાઢું ઉનું જળ લીધું,
મનમાં થૈ નિરાશ, શીરપર રેડી દીધું;
નાહિ ધોઇને ભાઈ ભાખરા બેશ બનાવે,

જાનવે એવા એશ ડાંડવિણ કોય ન ખાવે. ૨૨
મશાણુ સરખું દ્વાર, ડાંડને લાગે પ્યારૂં,
વાંઢાના છે ભોગ, કોય ના બોલે સારૂં;
એવાં એવાં દુઃખ, તણું મેં કાઢ્યું તારણ,
રે છે શાથી ડાંડ, કહું હું તેનું કારણ. ૨૩
લગ્નતણો વ્હેવાર કળીમાં કેવો ચાલે,
લેઇ રૂપિઆ રોક, પછી દિકરીઓ આલે;
દિકરીઓના બાપ અને મા બોલે વાણી,
જમાઇનું ન જમાય, વળી પીવાય ન પાણી. ૨૪
એવાં એવાં હેત, ભરેલાં વેણ કહાડે,
હજાર બારસેં લે, ઘેરથી કન્યા કાડે;
દિકરીઓના દામ, કદાપી નવ લે ભાઇ,
કરે પરસ્પર કોલ આપજે તું એક બાઇ. ૨૫
મનમાં જાણે આપ, વાત આ કો ના જાણે,
દીધું કન્યાદાન, કહે મુખથી એ ટાણે;
પણ ઉઘાડી થાય રીત એ બહુ નઠારી,
વર ઉઘલતી વાર, સુણો સૌ બોલે નારી. ૨૬
નાહિ ઘોડીને આજ, વરજી ઘોડે ચડીઆ,
જાનેયા પણ સાથ, જે સાસુ ઘેર અડીઆ;
મર્મ તણાં એ વેણ, કહાડે મુખથી નારી,
તોપણ મૂરખ લોક, રૂપિઆ લે છે ભારી. ૨૭
લાહ્યા લોહીને આજ, વર ચગરાળે ચડીઆ,

બેરી લેવા કાજ, વર સાસુ ઘેર અડીઆ;
ખરેખરો જે અર્થ, બતાવે સો ગાનારી,
તોપણ એવી રીત, મૂરખ માને સારી. ૨૮
એવું કન્યાદાન, કળીમાં લોકો આપે,
રે'છે જગમાં ડાંડ, કહુંછું એજ પ્રતાપે. ૨૯

# પરણેલાનો પસ્તાવો.

## લાવણી.

સહુ સજ્જન સુણજો વાત, હરખ ઉર આણી,
પરણ્યામાં પીડા ઘણી, જગતમાં જાણી. ટેક૦
મેં દુઃખ વેઠીને દામ, કર્યા અી સારૂં,
જાણે પરણ્યામાં સુખ હશે બહુ પ્યારૂં;
પણ કુભારજાથી, સુખ નહીં પામ્યો આજે,
તે હેત કરીને લખું કુંવારા કાજે;
સો કુંવારા ભાઇ વાત સુણો આ શાણી—પરણ્યા. સહુ૦
સમજુ ને શાણી નાર, જેને ઘેર આજે,
વેઠે છે પોતે દુઃખ, કંથને કાજે;
સ્વામીને આપે સુખ, દુઃખે દીલ દાજે,
બોલે છે રૂડા બોલ, કંથને છાજે;
એ કુલિન ઘરની નાર, તણી એધાણી.—પરણ્યામાં. સહુ૦
સમજુને શાણી નાર, મળી નહીં જેને.
દુનિઆમાં દેખો દુઃખ, ઘણું છે તેને;
પાડે ઉઠી પરભાત, પતિની પોકો,

જોવાને ભેળા થાય, જગતના લોકો;
ભુંડી રાંડે તો જરા શરમ નહીં આણી.-પરણ્યામાં. સહુ૦
કદી હીણુ કમાઉ જો, કંથ નીકળ્યો જ્યારે,
તો ફરી વળ્યા રે ભોગ, કહું સંસારે;
રોયા પીટચા કહી ગાળ, ભાંડતી ભારી,
પુરૂ પોષણુ ના થયે, કરીશ હું કારી;
બોલે એવી એ નાર, પ્રીતની વાણી.—પરણ્યા. સહુ૦
કેછે સાળુ તું લાવ, વળી ઘરચોળું,
જો નહીં આપે તો નકી રાખમાં રોળું;
કલ્લાં કંઠીને હાર, કડુ ને વાળી,
ચુડી ચતુરાને કાજ, લાવ રઢીઆળી;
જો નહીં આપોતો પાઉં પગીના પાણી—પરણ્યા. સહુ૦
કાઢી વિણુ રોયા કંથ, ચુલે શું ઘાલું;
વાઢીને તારા પગ, અંદર હું ડાલું.
ચમ્ ચમાટ કરીને આવ્યા, પરણુવા દોડી;
આપો જે માગે સહુ, છોકરા છોડી;
જો નહીં આપો તમે નાથ, આંખ કરૂં કાણી.—પરણ્યા. સહુ૦
વળી જોઈ રોયાજી કંથ, તારી મેં કરણી,
ભોગે પાપે ક્યાંય પતિ તુંને હું પરણી;
પરણી ના પામી સુખ, પતિ ઓ પાપી,
કાળું કર રોયા કંથ, નાસિકા કાપી;
તડ તડ તડ સામું કહે ફુટે જેમ ધાણી.-પરણ્યામાં. સહુ૦

એવી ભુંડી સૌનાર, કરે બહુ કારી,
તેથી ઇજ્જત બાઇ જાય, જગતમાં ભારી;
વળી ઠામ ઠામ એ નાર, ગમે તેમ બોલે,
તેથી થાશોરે છેક, તરણા તોલે;
કોટી કોટી છે દુઃખ કહું શું વખાણી.–પરણ્યામાં. સહુ૦
માટે મિત્રોજી વાત, સુણજો મારી,
સમજુ ને શાણી સદાય, શોધો નારી;
કહે મ્હાસુખ જો શાણી, નારીને વરશો,
તો સંસારીક સુખ સદા શીર ધરશો;
પરણીને ભુંડી નાર, કાઢોશી લ્હાણી.–પરણ્યામાં. સહુ૦

## નિશાળની રીતભાત.

### માલિની છંદ.

સરસ સરસ શાળા, શોભતી રમ્યરંગી,
બહુ બહુ લઘુ બાળા, આવતીરે ઉમંગી;
હરખ હૃદય ધારી, સ્કૂલની છોકરીઓ,
વિવિધ વિનય રાગે, બોલતી બૈ કવીતો. ૧
મધુર સ્વરથિ જાણે, મોર ટૌકા કરે છે,
ચપળ ડગ ભરંતી, હંસણીઓ ફરે છે;
રસભરિ રસનાએ, કોગલો બેસિ આંબે,
મધુર સ્વરથિ બોલે, બોલ સાદેજ વાંબે. ૨
નજર મન ઠરાવી, ભર્ત રૂડાં ભરે છે,

હરખથિ ઘણિ બાળા, ગીત પાઠે કરે છે;
વિમલ મતિ ધરીને, પૂસ્તકો હાથ ધારી,
મિઠું મિઠું મિઠું બોલે, વ્હાલને એ વધારી. ૩
અતિશય ઉપજે છે, હર્ષ જ્યાં છોકરાઓ,
મન વન મહિ જાણે, ખીલીઆ માંડવાઓ;
હરખથિ વળિ ગુરૂ, સર્વને પાસ તેડે,
વિધ વિધ કવિતાઓ, છોકરા ગાય કોડે. ૪

ભુજંગીછંદ.

સવારે ઉઠી બાળકો નિત્ય આવે,
સહૂ ઉરમાં શીખવા હેત લાવે;
જહાં સુધી ગુરૂ નહીં પાસ આવે,
તહાં સુધી શિષ્યોજ મોજે ઉડાવે. ૧

જહાં આવિયા ગુરૂને શિષ્ય જાણે,
નહીં છોકરા બોલતા તેજ ટાણે;
રજા લેઈ ગુરૂ તણી માંહય પેસે,
સલામો ગુરૂને કરી શિષ્ય બેસે. ૨

સહૂ છોકરા થાય છે એક ચિત્તે,
ગુરૂ દેખીને પાઠ વાંચે ખચીતે;
ભણે ભાવથી કોઇ ભૂગોળ ગોળા,
પઢે પ્રીતથી કોઇ છંદો રસાળા. ૩

ગણે આંકસે કોઈ હિસાબ મોટા,
કરે મા અને બા વળી છેક છોટા;

સુણે શીખતા કોઈ રાજાની વાતો,
કરે પાઠ ગોખે વળી કોઇ ધાતો. ૪

સહેજે શીખે કોઇ ત્યાં રીતભાત,
કરે વાદ વીવાદ વ્યાકર્ણે વાત;
ધરી સ્ફૂરતા ચોપડી હાથ રહાઇ,
પ્રિતે વાંચતા પાઠ ત્યાં કોઇ ભાઇ. ૫

સુણે ચિત્ત રાખી ગુરુજી કહે તે,
થવા ભાગ્ય રૂડું શિશુ સૌ લહેતે;
ખુણે ખોચરે કો ગપાટા ઉડાવે,
જુએ નીજ ગુરૂ તહાં ચૂપ થાવે. ૬

ધરી શીર નીચું વિચારો કરેરે,
નકી આવીયું મોત મારૂં ખરેરે;
કહાડે વળી અક્ષરો કોઈ કાળા,
દિપે તેહ જાણે પડી મોતી માળા. ૭

વળી બાળ ન્હાનાં ભરે ચેકડારે,
રમે ને શિખે કોઈ ત્યાં એકડારે;
રમાડે ગુરૂ કોઇને ત્યાં લખોટા;
નહીં જેહ શીખે તહાં દેજ સોટા. ૮

ભુજંગી તણા છંદમાં આજ આ મેં,
કહી રીત નિશાળની જાણુ કામે;
જુઓ જૈ જુઓ જૈ સહુ ગામ ગામે,
રચ્યા આઠ છંદો મહાસૂખરામે. ૯

**સમાપ્ત.**

# વિવિધ જ્ઞાનનો વધારો.

## શીખામણો.

૧. જે નવું કાર્ય બીજાની પાસે કરાવવાને તમે ધારો છો તે કાર્ય પ્રથમ તમે પોતેજ કરી બતાવો.

૨. જે કામમાં વધારે પાવરધા થવાનો પ્રેમ રાખો છો તે કામ પાધરી બંધ કરો.

૩. મહાન પુરૂષોની કીર્તિનાં વખાણ કરો છો તે કરતાં તેવી કીર્તિ સંપાદન કરવાને ઉદ્યોગ કરો.

૪. જન સમુહમાં શ્રેષ્ટ ગણાવાની આશા રાખતા હોતો દીન પ્રતિદીન સુજ્ઞાનમાં વધારો કરો.

૫. તમારામાં જે શ્રેષ્ટ સદગુણો હોય તે બીજાને જણાવવાની તક શોધ્યા કરો.

૬. પોતાની સ્વજ્ઞાતીને તથા સ્વદેશીને સુધારવાની જે આકાંક્ષા રાખોછો તે કરતાં પોતાની દેહ અને પોતાના દુર્ગુણ સુધારવામાં વધારે લક્ષ રાખો.

૭. બીજાના શ્રમવડે મેળવેલી અમુલ્ય ચીજ વાપરવામાં જેવો આનંદ માનોછો તે કરતાં પોતાના શ્રમથી મેળવેલી હલકી ચીજ વાપરવામાં અધીક આનંદ માનો.

૮. સુધારાનો ડ્રાંકો બતાવી પુનર્લગ્ન કરાવવાની જે પ્રેરણા કરો છો તે કરતાં બાળલગ્ન બંધ કરવા તરફ બહુ બળ કરો.

# પાંચ, અને તેથી વધારે ચોપડીઓ ખરીદ કરી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં મુબારક નામ.

### અમદાવાદ.

૧૬ રા. રા. સોમેશ્વર નારણજી વકીલ.
૫૫ સ્કૉલર. હરીલાલ દલસુખ તરફથી
૫૫ ,, કેશવલાલ ગીરધર તરફથી
૪૦ ,, ચુનીલાલ દલસુખ તરફથી
૨૦ ,, છોટાલાલ ઝવેરદાસ તરફથી
૧૦ ,, માણેકલાલ મગનલાલ.
૧૦ ,, રાયચંદ વનમાળીદાસ.
૯ ,, મગુભાઇ ગોપાલજી.
૬ ડાકટર છગનલાલ આત્મારામ.
૫ ,, કેશવલાલ પરશુરામ.
૫ સ્કૉલર વ્રજલાલ ડાહ્યાભાઇ.
૫ ,, નરોતમ કુબેરભાઇ.

### અમનપુર.

૯ ઠક્કર. ચુનીલાલ હરજીવન.
૬ પટેલ. પરાગભાઇ વ્રજભાઈ.
૬ મુકરદમ ત્રીભોવન હરીભાઇ.
૬ પટેલ કેવળભાઈ મનોરભાઇ.

### આણંદ.

૧૫ રા. રેવાશંકર નાથારામ.

### ઇડર.

૩૦ રા. હરગોવન શીવશંકર.

### ઉમરેઠ.

૪૦ ત્રવાડી બાળકૃષ્ણ દોલતરામ તરફથી.

### કપડવણજ.

૫૦ સ્વર્ગવાસી શેઠ નાલચંદભાઇ નથુભાઈ.
૩૩ શેઠ મણીલાલ સામળભાઈ.
૨૫ બલ્લુભાઇ હરજીવન માસ્તર.
૨૧ સૈયદ હુસેનમીઆં દાદામીઆં.
૧૬ રા. રા. મગનલાલ જયચંદ વકીલ.
૧૬ દેસાઇ ઓચ્છલાલ મનસુખ.
૧૫ ભટ. મંગળભાઈ જાદવભાઇ.
૧૨ મલેક સુલતાનમીઆં જમીઅતમીઆં.

૧૧ રા. પીતાંબર લક્ષ્મીદાસ.
૧૧ રા. હરગોવન મુલજી.
૧૦ રા. લલ્લુભાઇ હરજીવન.
૩૭૫ ત્રવાડી રાધેકૃષ્ણ દોલતરામ તરફથી.
૧૦ રા. છગનલાલ શંભુલાલ બી. એ.
૧૦ રા. દલસુખ કાળીદાસ.
૯ રા. આદીતરામ પીતાંબર.
૮ રા. જાદવરાય રણછોડ.
૮ રા. દાજીભાઇ કીરપારામ.
૬ રા. દાજીભાઈ મનસુખ વકીલ
૫ શેઠ પ્રેમાભાઈ કેવળભાઇ.
૫ દોસી શંકરલાલ પ્રેમચંદ.
૫ રા. લલ્લુભાઇ જાદવભાઇ.
૫ શેઠ અબદુલઅલી તૈયબઅલી.
૫ રા. નારણજી ગોરધન.
૫ રા. અંબાલાલ દોલતરામ.
૫ રા. કુબેર લાલભાઇ
૫ ત્રવાડી છગનલાલ અંબાશંકર.
૫ દોશી જમનાદાસ કરમચંદ.
૫ દોશી જમનાદાસ ખુશાલ.
૫ દોલતરામ નારણલાલ.
૫ શા. જેઠાલાલ છગનલાલ.
૫ રા. મહાસુખ નાથજી.
૨૫ પટેલ શ્રીધર કેવળભાઈ તરફથી.
૨૫ ત્રવાડી માધવલાલ મથુર તરફથી.
૨૦ દોશી ચુનીલાલ હરજીવન તરફથી.
૨૦ ગાંધી દલસુખ રણછોડ તરફથી.
૨૦ ભટ દોલતરામ નરસિંહરામ.
૫ ત્રવાડી કેસવલાલ બાપુજી.

**કલ્યાણી.**

૨૫ રા. મનસુખરામ નરસીંહરામ.
૭૫ ભટ. છગનલાલ કાશીરામ તરફથી.
૫૦ ત્રવાડી ચુનીલાલ મુલજી તરફથી.
૧૫ ભટ. પરસોતમ નરસિંહરામ
૬ ઠક્કર કહાનજી કેશવજી.

**કરમસદ.**

૧૬ રા. ત્રીભોવંન મહાશંકર

**કરમાડ.**

૧૬ રા. ડાહ્યાભાઈ ઘેલાભાઈ તરફથી.

**કણુઝરી.**

૨૧ રા. ત્રીભોવંન ગોવિંદરામ તરફથી.

૬ રા. જેશંકર રામશંકર.

**ઠીમોજ.**

૫ રા. અનોપરામ પ્રભાશંકર.

**કરસાણા**

૧૦ રા. ચુનીલાલ કાશીરામ.

**કુબા.**

૭ રા. હરીલાલ વલ્લભરામ તરફથી.

**ઉમેટા.**

૧૦ રા. ઇશ્વરભાવા બાપુભાઇ.

**ગોધરા.**

૭૫ દાંણી જેઠાલાલ પુંજારામ તરફથી.

૭૫ રા. રણછોડ પીતાંબર તરફથી

૬ શા. ચુનીલાલ દલસુખ.

૬ કાછીઆ ગોવિંદ બાપુજી.

૫ ,, ગીરધર પીતાંબર.

૫ શા. હરીલાલ શીવલાલ.

**ચકલાદ.**

૫૧ રા. ઉત્તમરામ નરસિંહરામ તરફથી.

૫ રા. લાલશંકર નાનાભાઇ.

**ચાકળીઆ.**

૬ રા. સોમેશ્વર હરજીવન.

**જંબુસાર.**

૫૧ રા. ત્રીભોવન જગજીવનદાસ તરફથી

૭ રા. છોટાલાલ બાઇજી.

૫ રા. મથુરભાઇ નંદવલ્લવ.

**કુંડજ.**

૫૧ રા. લલુભાઇ મોતીરામ તરફથી.

૫ રા. દલપતરામ પરસોતમ.

**ડભોઇ.**

૫ અમીન જેઠાભાઈ પરસોતમ.

૫ ,, ગીરધર ઘેલાભાઈ.

**તીલકવાડા.**

૬ રા. માધવરાવ વિઠલરાવ.

**દુધીઆ.**

૧૫ રા. કેસવલાલ પરભરામ તરફથી.

**નડીઆદ.**

૧૫૧ રા. મહાસુખરામ પ્રાણનાથ તરફથી.

**નોબાર.**

૯ રા. વિશ્વનાથ હીંમતરામ તરફથી.

૫ ઠક્કર પરસોતમ શંકર.

**નડીઆદ (નાનું).**

૧૧ હવાલદાર જગન્નુપ્રસાદ.

**પુરસા.**

૮ રા. તુળસીદાસ સામળદાસ.

**પરતાપગઢ.**

૧૫ રા. મથુર દનેશર.

**ભાવનગર.**

૪૦ રા. રા. હરીલાલ દામોદર.

**ભરૂચ.**

૧૦ શેઠ બહેરામશાજી દીનશાજી.

૫ શેઠ જહાંગીરશાજી દીનશાજી

**ભીમડી.**

૧૮ ત્રવાડી કાળીદાસ ગીરધર તરફથી.

**બોદર.**

૧૦ પટેલ નારણ મુળજી.

૬ પટેલ ત્રીકમ નાથાભાઇ.

૬ પટેલ લલ્લુ નાથાભાઈ.

૬ પટેલ ગણેશ ઉકાભાઇ.

૫ ત્રવાડી મનસુખ વિષ્ણુદત.

૫ પટેલ ભવાન લાલદાસ.

૫ ઠક્કર શંકર પીતાંબર.

૫ „ ગોવિંદ વેણીભાઇ.

૫ ત્રવાડી અંબાલાલ લલ્લુભાઈ.

૫ પટેલ ધુરા તળશીભાઇ.

૫ પટેલ ત્રીભોવન બાપુભાઈ.

૫ તિથોરા આશા કલ્યાણ.

૫ પટેલ કાળીદાસ જેશંગભાઈ.

૫ સિંધા. ભગવાન ગોરધન.

૫ દાભઇ બાધર.

**મહેમદાવાદ.**

૬ ગીરજાશંકર મહાશંકર.

**રતનપુર.**

૧૫ રા. ભોગીલાલ વલ્લભરામ.

**લુણાવાડા.**

૧૨ રા. બાપુજી દુલ્લભરામ વકીલ.

**વડોદરા.**

૨૫ રા. ત્રંબકલાલ જેઠાભાઇ.

૫૦ ચુનીલાલ લલુભાઇ.

**વાસણા.**

૫ રા. હરીભાઇ ભગવાનદાસ.

**શુકલતિર્થ.**

૩૦ રા. બાઇશંકર માધવરામ.

૧૫ રા. ઝવેરલાલ દામોદર તરફથી

**સુરત.**

૫૧ જોશી અંબાલાલ દામોદર વકીલ.

૩૦ મગનલાલ ભાઇજી.

**સરભાણ.**

૨૫ પટેલ મથુરભાઇ હીરાભાઇ તરફથી.

૫ અમૃતલાલ રઘુનાથજી.

**સમઢા તળાવ.**

૫ પટેલ રણછોડ હરીભાઇ.

**દરી.**

૫ પટેલ કેસર લક્ષ્મીદાસ.

**મલાવ.**

૫ રા. મુલજી જીવરામ.

**નોધણા.**

૬ રા. લલ્લુભાઇ બાપુભાઇ.

**બાવળા.**

૧૩ અમ્રતલાલ વિઠ્ઠલદાસ.

જગાની સંકોચ્યણને લીધે તથા ધાર્યા કરતાં કદ વધી જવાથી સઘળા ગ્રાહકોનાં મુબારક નામ આપી શક્યો નથી. તો પણ જે જે સખી ગ્રહસ્થોએ પોતાની ઉમદા લાગણીથી મને મદદ કરી છે તે સઘળાઓનો તથા આ ચોપડી સુધારી છપાવવાના કામમાં મારી તરફથી રા. ત્રીભોવન જગજીવનદાસ (તોરણાવાળા) અને કપડવણજના રહીશ ત્રવાડી દોલતરામ હરીવલ્લભના જેષ્ટ પુત્ર રાધેકૃષ્ણ જેજે શ્રમ વેઠયો છે તેઓ બાઇનો ઘણોજ ઉપકાર માની આ ટાણે તેઓ બાઇને યાદ કરૂંછું. અને હવે પછી આવા શુભ કાર્યમાં મદદ કરશો એવી આશા છે. પાંચ કરતાં વધારે ચોપડીઓ રાખનાર ગ્રાહકોનાં

મુબારક નામની ટીપ પાછળ આપવામાં આવી છે.

હું કોઇ કવિપાસે કાવ્યશાસ્ત્ર શીખ્યો નથી કે જેથી મારૂં પુસ્તક ઝમક યમક સહિત રસવાળુ થઇ પડે. અને લોકોને પ્રિય લાગે. આવું રસ રહીત પુસ્તક લોક સમાજની આગળ મૂકવું અયોગ્ય છે તેમ છતાં વિદ્વાન જનો પાસે ક્ષમા માગી આ પુસ્તક જાહેરમાં મૂકું છું કે જેથી કોઇ એકાદો સારો વિષય લખવાને લાયક થાઉં.

આ વિષેનો મારો પહેલો શ્રમ છે. માટે ભૂલ હોય તો તે વાંચતી વેળા વાંચક વર્ગ ક્ષમા કરી સુધારી લેશે એવી આશા રાખુ છું.

મ. ન. ભટ.

કર્તા.



## જાહેર ખબર.

"વિવિધ જ્ઞાનનો સારાંશ ભાગ ૨ જો." આ નામની ચોપડી હવેપછી બહાર પાડવાનો હેતુ છે. તેમાં ઓછામાં ઓછા ૫૦ વિષયનો સમાવેશ થશે. જગાની સંકોચને લીધે વિષયોની ટીપ આપી નથી. પરંતુ એટલુંજ કહુંછું કે એ ચોપડી પ્રથમ ભાગ કરતાં વધારે રસીક અને ઉપયોગી થઇ પડે તેવી તજવીજ કરવામાં આવશે. તેનું કદ ઓછામાં ઓછું રોયલ ૧૬ પેજી ૮ ફરમાનું થશે. દર નકલની કીંમત અગાઉથી ૩૦-૫-૦ પડશે, ને પાછળથી ૩૦-૯-૦ પડશે. પોસ્ટેજ માફ.

ઓછામાં ઓછાં પંદરસેં નકલનાં ગ્રાહક થશે તોજ ચોપડી છપાવવામાં આવશે. જેઓને રાખવાની ખુશી હોય તેમણે પોતાનું નામ નકલ અને ચોકસ ઠેકાણું નીચેના સરનામે લખી મોકલવું.

**લી. મહાસુખરામ નરસિંહરામ ભટ્ટ.**

મોજે બોદર તાલુકે જંબુસરની સ. ગુ. નિ. મેહેતાજી.

## જાહેર ખબર.

નીચે લખેલે ઠેકાણેથી આ ચોપડી રોકડી કીંમતે મળશે.

**અમદાવાદ**—રા. દલસુખ હરગોવન ઠે. માંડવીની પોળ.

**નડીઆદ**—રા. મહાસુખરામ પ્રાણનાથ સ. ગુ. નિ.

સુરત—જોશી અંબાલાલ દામોદર ગોપીપરામાં.

ગોધરા—રા. જેઠાલાલ પુંજારામ.

જંબુસર—રા. રા. ત્રીભોવન જગજીવંન. નં. પેલાની નિ.

બોદર—કર્તા પાસેથી.

કપડવણજ—ત્રવાડી રાધેકૃષ્ણ દોલતરામ તથા ભટ. દોલતરામ નરસીંહરામ. હનુમાનવાળી પોળ.

કલ્યાણી-ભટ. પરસોતમ નરસીરામ ઠે. બજારમાં.

---

## જાહેર ખબર.

રબરના સિક્કા જેને કરાવવાના હોય તેમણે નીચેને સરનામે લખવાથી નમુનાનું ફારમ મફત મોકલવામાં આવશે.

હરજીવન પરસોતમ દલાલ.